ૐ શ્રી

# વીર માનસિંહ

## નાટકનાં ગાયનો.

રચી પ્રસિદ્ધ કરનાર


બાપુલાલ બી. નાયક.

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક


કોરોનેશન થીએટર—મુંબઇ.


આવૃત્તિ ૪ થી    પ્રત ૫૦૦૦





વિ. સં ૧૯૮૪    ઈ. સ. ૧૯૨૮

શ્રી નટરંગ પ્રેસમાં શા ચુનીલાલ અમીચંદ ઝવેરીએ છાપી

ઠેકાણું સેન્ડહર્સ્ટ રોડ, સંઘવી સદન, મુંબઇ નં. ૪


મૂલ્ય ૦-૪-૦

# પુરૂષ પાત્રો.

માનસિંહ......................વાલાઈપુરનો રાજા.
સામંતરાજ....................રાજાનો અંગ રક્ષક ભાયાત.
ભૂપેન્દ્રરાજ..............અનેક મહાન્ ગુણોવાળો પણ
મોહાંધ ધારાનગરનો સમ્રાટ.
સેનાપતિ..............ભૂપેન્દ્રરાજનો લશ્કરી અમલદાર.
કામેશ્વર..........................રાજ જોષી.
શંકર (ઘાયલ કવિ)...........જોષીનો વિદ્યાર્થી.
રમતારામ.......................ઘાયલ કવિનો મિત્ર.
છેલભાઇ.......................જોષીનો પુત્ર.
તે ઉપરાંત સામંતો, દરબારીઓ, લશ્કર, પ્રજાજન, વગેરે.



# સ્ત્રી પાત્રો

ચંદ્રબા...............માનસિંહની પટરાણી.

સુભદ્રા...............એક ઉત્તમ કુળની નિરાધાર રાજપુત બાળા, માનસિંહની રાણી.

સુરંગી...............સુભદ્રાની સખી.

મોંઘીબા.........એક હલકી ખવાસણ ભૂપેન્દ્રની પટરાણી

સાધ્વી...............બુંદેલ ખંડનાં જાગીરદાર.

નર્મદા...............જોષીની સ્ત્રી.

પાર્વતી.............તેની પુત્રી, ઘાયલ કવિની પ્રિયતમા

તે ઉપરાંત સખીઓ, દાસીઓ, રાજપુત, વીરાંગનાઓ, કુંચનીઓ વગેરે.



# નાટકની રૂપરેખા.



### મંગળાચરણ વસ્તુ સુચન.

### પ્રવેશ ૧ લો

## સ્થળ—ધારાનગરની જનાના દરબાર.

ખવાસણ સાથે લગ્ન કરી, તેને પટરાણી પદે સ્થાપી ઉત્તમ કુળની રાજપૂતાણીઓને અન્યાય આપવા માટે શુદ્ધ રાજપૂતોએ ભૂપેન્દ્ર સાથે વ્યવહાર બંધ કરવાથી એઓ ઉપર વેર લેવા ખવાસણે ભૂપેન્દ્રરાજને ઉશ્કેરવા. અભિમાનથી છકી ગયેલી ખવાસણ બીજી સ્ત્રીઓ પાસે ગુલામગીરી કરાવે છે. શુદ્ધ રાજપુત કન્યા સુભદ્રાની ટેક, વાલાઇના રાજાને લખેલી પ્રેમ પત્રિકાની પોતાની સખીસાથે વાતચીત.

### પ્રવેશ ૨ જો

## સ્થળ—વાલાઇનો રાજમહેલ.

રાજા માનસિંહ અને સામંતનો સંકેત રાજા-રાણી વચ્ચે પ્રેમ અને ધર્મનો ટુંક વાદવિવાદ પ્રેમ કરતાં ધર્મ શ્રેષ્ટ છે એમ સમજાવી સુભદ્રાનું હરણ કરી લાવવ: રાણીની સંમતિ મેળવી રાજા અને તેના અંગરક્ષક સામંતનું ધારાનગર તરફ પ્રયાણ.

### પ્રવેશ ૩ જો

## સ્થળ-ધારાનગરમાં સાઠમારીનો સભા મંડપ.

પિંજરામાં પૂરેલા વિક્રાળ સિંહનો કાન પકડી બહાર લાવી જે શિકાર કરે તેને શીરપાવ. કોઇની હિંમત ચાલતી નથી છુપા વેષમાં આવેલ વાલાઇના રાજાએ સિંહનેમારવો. સમ્રાટનો શીરપાવ રાજાએ નહિ લેતાં અંગ રક્ષકને આપવો. ખવાસણ માટે રાજાએ તિરસ્કાર ભર્યા શબ્દો બોલવાથી સભાનું ઉશ્કેરાવું સમ્રાટે સર્વને શાંત પાડવા.

## પ્રવેશ ૪ થો

## સ્થળ—વાલાઇમાં રાજ જોષીનું ઘર.

જોષીના વિદ્યાર્થી ઘાયલ કવિનું જોષી પુત્રી ઉપર ઘાયલ થવું તે અટકાવવા જોષીના ભયંકર ધમકી. ઘાયલ કવિની ઘેલછા, પાછળથી ઘાયલ જોડાનો મેળાપ

## પ્રવેશ ૫ મો

## સ્થળ—ધારાનગરમાં રણવાસનો એક ભાગ.

સુભદ્રા અને સુરંગીને રાજા અને સામંતે દીવાલ કુદાવી ઘોડાના રસ્તેથી લઇ જવાં. રણવાસણે ઘોડેસ્વારોને તેમને પકડવા તેમની પાછળ મોકલવા.

## પ્રવેશ ૬ ઠ્ઠો

## સ્થળ—ધારાનગર પાસે ગરાસીઆઓનું ગામડું.

પાછળ પડેલી ટુકડી સાથે ગરાસીઆઓની મદદથી યુદ્ધ કરી તેજ ઘોડાની મદદથી સુભદ્રા અને સુરંગીને વાલાઇમાં મોકલાવી દેવાં પાછળથી રાજા અને સામંતનું વાલાઇમાં જવું.

ટેબ્લો



# અંક ૨ જો.



## પ્રવેશ ૧ લો

## સ્થળ—વાલાઇનું ઉદ્યાન.

સુભદ્રાનાં લગ્ન માટે દાસીઓનો ઉમંગ. ચંદ્રરાણીની કલ્પના. સુભદ્રા અશુભ પગલાંની છે અને તેના કર્મમાં વૈધવ્ય છે તેમજ જે રાજ્યમાં તે જશે તે રાજ્યનો તેમજ પ્રજાનો વિનાશ થાય એવો બનાવટી પ્રપંચ ભરી કુંડળી ચંદ્ર રાણીના કહેવાથી જોષીએ બનાવી કે તે રાજ્યના વફાદાર મંત્રી અને નગર શેઠ પાસે વંચાવવા ચંદ્રરાણી એ જોષીને મોકલવો

## પ્રવેશ ૨ જો

## સ્થળ—લગ્ન મંડપ.

કુંડળીની હકીકત જાણાવી સામંતો તેમજ પ્રજાજન લગ્ન અટકાવે છે, અને નવી રાણી સુભદ્રાને રાજ્યમાંથી દૂર કરવા રાજાને ફરજ પાડે છે, રાજાની મનોદશા પ્રેમને ધર્મનું હૃદયમાં ચાલતું યુદ્ધ છેવટે ત્યાગ અને મૂર્છા.

## પ્રવેશ ૩ જો

## સ્થળ—રાજ જોષીનું ઘર.

ચંચલ કવિ મરી ગયો છે, અને તે ભૂત થઇ પાર્વતીના દેહમા પેઠો છે, એવો ઢોંગ કરી જોષીને બનાવી ચાયલ જોડાનો પરણવાનો નિશ્ચય, છેવટે તર્કટનું ખુલ્લું પડવું, જોષીનું ફજેતાનું. કાશી જઇ વિદ્વાન થઇ આવી જોષી પુત્રી પરણવાની ચાયલ કવિની પ્રતિજ્ઞા.

## પ્રવેશ ૪ થો

## સ્થળ–દેવીના મંદિર પાસેનો આશ્રમ.

બુંદેલખંડના જાગીરદાર બાઇએ તેમની જાગીરો જપ્ત થવાથી આશ્રમમાં બાળાઓને પવિત્ર શિક્ષણ આપવું. પાસેના રણમાં પાણી વગર તરફડતા સમ્રાટના પ્રાણને બચાવવા ઘોડેસ્વાર પાણી લેવા આવ્યો હતો, તેને સુભદ્રાએ સાકરીયા પાણીમાં લીંબુનો રસ નાખી મોકલાવેલ છે, એ સમાચાર સાધ્વી બાઇને સુભદ્રાએ કહેવા, તેટલામાં ભૂપેન્દ્રનું સેનાપતિ સાથે પોતાના પ્રાણ બચાવનારને બક્ષીસ આપવા આવવું. બાળાઓ, સુભદ્રા, અને સાધ્વી અને ભૂપેન્દ્ર વચ્ચે કેટલી અર્થ સૂચક ચર્ચા. સમ્રાટનુ અત્યંત પ્રસન્ન થવું. અને કલ્યાણીના નામે ઓળખાતી સુભદ્રાને પ્રાણદાન માટે ઇચ્છિત માગવા કહેવું. પ્રસંગે માગીશ એમ કહેવાથી સુભદ્રાને પુત્રી કહી પોતાના સિક્કાનો રૂક્કો લખી આપવો.

## પ્રવેશ ૫ મો

## સ્થળ–વાલાઇનું ઉદ્યાન.

સાહમારીના દરબારમાં શીરપાવમાં આપેલા વસ્ત્રો સામંતે સુરંગીને ધારણ કરવા કહેવું. પ્રેમી જોડાનો પ્રેમ વિનોદ

## પ્રવેશ ૬ ઠો

## સ્થળ–બગીચો.

સુભદ્રાના વિરહનો સંતાપ મટાડવા, અને રાજાને આનંદ વિલાસમાં લાવવા રાણીનાં પ્રયત્ન. રાણીની નિરાશા. સ્નેહ ભંગ થયેલી રાણીના હૃદયની બળતરા, લડાઇના ખબર, મંદિરની સાધ્વી સાથે

સુભદ્રાએ કલ્યાણી વેષે આવવું અને યુકિતથી રાણીની માનીતી દાસીની જગ્યાએ રહેવું રાજાએ યુધ્ધમાં જવું.

## પ્રવેશ ૭ મો

## સ્થળ–લડાઇનું મેદાન.

ધારાળા અને વાલાઇયાઓ વચ્ચે પ્રચંડ યુધ્ધ ભૂપેન્દ્ર અને રાજા વચ્ચે ધર્મયુધ્ધ. રાજાના ધર્મયુધ્ધ ઉપર સમ્રાટે પ્રસન્ન થવું અને બબ્બે વખત જીંદગી બચાવનાર સાથે સુલેહ કરવી. સેનાપતિની વિરૂધ્ધતા–સુલેહની શરતો માટે સખત માગણી ન્યાય પ્રિય ધર્મી સમ્રાટે બીન શરતે સુલેહ કરી સવારમાં કુચકરવા હુકમ આપવો

## પ્રવેશ ૮ મો

## સ્થળ–વાલાઇનો રણવાસ.

સુભદ્રાને ધારાનગર મોકલાવી દેવા રાણીનો પ્રપંચ, પતિદ્રોહી રાણીને દાસી વેષે સુભદ્રાનો ફીટકાર.

સુલેહના સમાચાર સાંભળી રાણીનું નિરાશ થવું. રણવાસમાં રાજપૂત દાસીઓનો ખુલ્લી તલવારે પહેરો રખાવવા અને તેનાપર દેખરેખ રાખવા સુરંગીને સામંતે મોકલાવેલો સંદેશો.

## પ્રવેશ ૯ મો

## સ્થળ વાલાઇના રણવાસનો અંદરનો ભાગ.

પુરૂષ પોષાકમાં રાણીએ સમ્રાટની છાવણીમાં જવા બહાર નીકળવું, દાસી વેષે સુભદ્રાએ અટકાવવાથી તેને ખંજર મારવું દેવીની પ્રેરણાથી અદ્રશ્ય રીતે સાધ્વીએ આવી ધાયલ સુભદ્રાને ભોંયરા વાટે મંદિરમાં લઇ જવી. પાછળથી સેનાપતિએ આવી રાણીને પકડી જવું.

# અંક ૩ જો

## પ્રવેશ ૧ લો

## સ્થળ-માનસિંહનો મહેલ.

માનસિંહની વિહ્‌વલ દશા, ચંદ્રરાણીને લેવા સામંત સાથે નટના વેષે ધારાનગર જવું.

## પ્રવેશ ૨ જો

## સ્થળ-ધારાનગરમાં ખવાસણનો મહેલ.

સમ્રાટના મુખેથી શત્રુ રાજાના વખાણ સાંભળી ખવાસણનું ખીજાવું અને રાણીને પતિ તરફ માન થયું. રાણીને લુંડી બનાવવા ખવાસણનો નિશ્ચય જોઇ રાણીનો ગભરાટ. ખવાસણ અને રાણી વચ્ચે ઝગડો. રાણીને ખુશી કરવા જનાની મહેલ આગળ દોર નાખી નટના ખેલ કરવવાની ગોઠવણ. રાણીનો અત્યંત પશ્ચાતાપ

## પ્રવેશ ૩ જો

## સ્થળ—જોષીનું ઘર.

રમતારામ અને ઘાયલ કવિનો સંકેતપાર્વતીને સંભળાવવો. સ્ત્રી વેષે રમતારામને કાશીના પંડિતની પુત્રી તે પોતાની સ્ત્રી છે એમ કહી જોષી મહારાજને સોંપી ઘાયલ કવિનું બહાર જવું. જોષીના પુત્ર છેલશંકરનું પંડિત પુત્રી (રમતારામ) ઉપર મોહીત થઇ નસાડી લઇ જવું. પાછળથી ઘાયલ કવિએ આવી પોતાની સ્ત્રી માગવી. બધાનો ગભરાટ. ઘાયલકવિએ ઉશ્કેરાઇ ફરીયાદ કરવા જવાની ધમકી

આપવી, જોષીએ આબરૂ બચાવવા પંડિત પુત્રીને બદલે પોતાની પુત્રી પાર્વતીને ઘાયલ કવિ સાથે પરણાવવી. વર-વધુને લઇ માતાજીના મંદિરે સર્વનું દર્શનાર્થે જવું.

## પ્રવેશ ૪ થો

## સ્થળ-જનાની મહેલનો પાછલો ભાગ.

નટની રમત, નટ વેષધારી રાજાનું રાણીને જોઇ ઉશ્કેરાવું રાણીએ પતિને ઓળખવો. ખવાસણની શંકા રમતબંધ કરાવી ખવાસણનું ચાલ્યા જવું. નટને લઇ ધારા છોડી જવા સામંતને રાજાની આજ્ઞા. રાણીનો હૃદયદ્રાવક પશ્ચાત્તાપ. રાણીને વચન બાણના પ્રહારો, રાણીનું રૂદન. અપરાધ માટે સખ્તમાં સખ્ત શિક્ષા ભોગવવાની કબુલાત, ખવાસણનું આવવું, રાજા-રાણી કેદ.

## પ્રવેશ ૫ મો

## સ્થળ-દેવી મંદિરનો આગલો ભાગ.

સ્ત્રી વેષે રમતારામ અને જોષી પુત્રની ગમ્મત. ભેદનું ખુલ્લુ પડવું. જોષી મહારાજના મનનુ સમાધાન, સુભદ્રાને સુરંગીનો મેળાપ સામંતનું લશ્કર લઇ ધારાનગર જવું. સાધ્વી માતાની સલાહ. દર્શન કરવા આવેલા જોષી પાસેથી સુભદ્રાની કુંડળીની ખટપટ ખુલ્લી થવી સર્વનું ધારાનગર તરફ પ્રયાણ.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

## સ્થળ—ધારાનગરનો દરબાર.

રાજાનો ન્યાય. ખવાસણનો તિરસ્કાર. રાજાએ તેની સ્થિતિનું ભાન કરાવવું બળાત્કારનાં લગ્ન તેમજ લગ્નના હક્ક. રાજાના અને

ચક્રવર્તીના ધર્મની ચર્ચા. સમ્રાટનું શાન્ત થવું ખવાસણનું ઉશ્કેરાવું. પોતાને હલકી કહી કરેલા અપમાન માટે ન્યાય માગવો અને સુભદ્રા સાથેનાં લગ્ન અટકાવી સમ્રાટની આબરૂ હલકી પાડી તેની સજા માટે સુભદ્રા સાથે સમ્રાટનાં લગ્ન કરવાની ખવાસણની હઠ. સુભદ્રાની સમ્રાટને વીનવણી અને પુત્રી કહેલીના સમ્રાટ બાપ છે એમ કહી દેવીમંદિરના આશ્રમની યાદી આપી સિક્કાવાળો રૂકકો બતાવવો. જોષીના તર્કટનું ખુલ્લું થવું. તરસે તરફડતા પ્રાણ બચાવનાર પોતાની પુત્રી સુભદ્રાનો હાથ સમ્રાટે રાજાને સોંપવો અને વાજતે ગાજતે જાન જોડાવી વાલાઇ વિદાય કરવાની સમ્રાટની ઇચ્છા. રાજા અને સમ્રાટ વચ્ચે મિત્રતા સાથે નાટકની પૂર્ણાહુતિ.



ॐ श्री
परमात्माने नमः

# વીર માનસિંહ

## નાટકનાં ગાયનો

### મંગલાચરણ

બાળાઓ—

રામ રટુ પ્રીતથી સીતાપતિ રામરટુ પ્રીતથી
ભક્ત વત્સલ પ્રભુ નાથ દયાળુ ઉર ધરો વિનતી—સીતા૦
ભીડ ભંજન ભયહારક સ્વામી
વિઘ્ન વિદારો અંતરયામી
કાર્ય સિદ્ધિ કરો આપ અમારી,
દૂર કરો વિપત્તિ—સીતા૦

બાળાઓ— ૨

જય જય ગરવી ગુજરાત, અમારી જય ગરવી ગુજરાત
દીપે અરૂણુ પ્રભાત, અમારી જય ગરવી ગુજરાત.
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી, પ્રેમ શૌર્ય અંકિત;
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને, પ્રેમ ભક્તિની રીત;
ઉંચી તુજ સુંદર જાત—અમારી૦

ઉત્તરમાં અંબા માત, પુરવમાં કાળી માત,
છે દક્ષિણુ દિશમાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ, એ પશ્ચિમ કેરા દેવ.
છે સહાય મા સાક્ષાત—અમારી૦

નદી તાપી નર્મદા જોઇ, મહી ને બીજી પણ હોય,
વળી જોઇ સુભટના જુદ્ધ, રમણ ને રત્નાગર સાગર;
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશીષ જયકર,
સંપ રહોયે સહુ જાત–અમારી૦

તે અણુહીલવાડના રંગ, તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગ થકી પણ અધિક સરસ, રંગ થશે સત્વરે માત;
શુભ શુકન દીસે મધ્યાન્હ શોભશે વીતી ગઇ છે રાત,
જન ઘુમે નર્મદા સાથ અમારી૦
(કવિ નર્મદ)

મોંઘી— ૩

આવો મારા દિલ ચમનના બુલબુલ પ્રિય આવોને
હાંરે મુરઝાય આ દિલ પ્રીતથી ખીલાવોને —આવો૦

અસહ્ય ત્રાસમાં તરફડી જળ વીણ માછલી જેમ,
એ ઘડીના વિયોગમાં તલપું હું પણ તેમ;
વારૂ પર તમ પર મન વારી આંખોના
રોશન જીવન જતન આવોને—આવો૦

સુભદ્રા— ૪

મિથ્યા અભિમાન ધારે શું માનવી, મિથ્યા અભિમાન ધારે,
પાંદડુ ન હાલે પ્રભુ વિના હુંપદના મદમાં;
ખાલી મૂરખ મરડાયે–મિથ્યા૦

પાપ પુણ્ય પેલે ભવે ક્યા કીધાં જે જે
ભોગવીયે આ ભવ મહીં કમે કમે તે તે;
પુણ્યનું ફળ ધન સ્હાયણી, ઉપજાવે અતિ સુખ.

પુરણ થયે આવે પછી, પાપ તણું ફળ દુઃખ.
વૈભવના મદમાં છકીને બને અંધ દીનપર ત્રાસ વર્તાવે;
નીતિધર્મ પુણ્યને વિસારે પણ પાપ ફળ દુઃખ જ્યારે આવે
પટકાય પાપી ત્યારે પામરજન પીડાયે.
પાપ દુઃખ ભારે—મિથ્યા૦

સુભદ્રા— ૫

દાદ મારી લેશે દીનદયાળુરે, મહેર કરશે માધવ એ માયાળુ.
રાખી દ્રૌપદીની લાજ, જેણે ભકતોને કાજ;
ગાયો ચારી કીધું છે ગોવાળુ —દાદ૦
ધ્રુવજીને તાર્યા પ્રહ્લાદજી ઉગાર્યા,
ગિરધારી વ્રજવાસીઓ બચાવ્યા; મને એનો આધાર,
કષ્ટ હ શે કિરતાર, મારો કૃષ્ણ અનંત કરૂણાળુ—દાદ૦

ચંદ્રભા— ૬

કુમુદી કરમાય સદા
શશિને નિરખ્યા વિના
પિયુ વિણ પ્યારી પીડાય
જલ વિણ મીન જીવે ના વિણ પ્રાણ ના રહેતન.
તેમ આ વિરહણ મુંઝાય —કુમુદી૦

૭

માનસિંહ—પ્રેમ સરોવરમાં પ્રિયે, પ્રેમ લહેર ભરપુર;
હંસહંસી પ્રેમી-યુગલ, તરે બની મશગુલ.
ચંદ્રભા—પ્રેમી પ્યારાં પંખીડા,
સાહેલીઓ—થાય જરાય ન દૂર,
ચંદ્રભા—પ્રેમી પ્રેમ થકી જીવે,
માનસિંહ—પ્રેમ પ્રાણનું નૂર.

ચંદ્રભા— ૮

પ્રિયે લખું કે શું લખું, કર્યાં હજાર વિચાર;
ધ્વનિ થયો અંતર થકી મારા પ્રાણાધાર.

\+ + +

બોલાવી કહી પ્રિયતમા, સ્વપ્નામાં દઈ હાથ;
વરી ચુકી હું ત્યારથી, માનસિંહ મહારાજ.

\+ + +

હલકી પરણાવે મને, ધારાળાની સાથ;
ધારાના રણવાસમાં જ્હારે આવો નાથ,

\+ + +

અબળા હું પરવશ પડી, સુભદ્રા ક્ષત્રિય જાત;
સિંહ મને ઉગારશે, પ્રેરે અંબામાત.

ચંદ્રભા— ૯

માગું એક પ્રણય તમારોરે,
અન્ય ન હાવો અમારોરે. —માગું૦
અલંકાર કે ધન ના જોઈએ,
વિલાસ વઈભવ પર ના મોહીએ;
સદા અમી નજરે નિહાળોરે. —માગું૦

ઘાયલ— ૧૦

ઘાયલના છે ભોગ ! કોઇ ઘાયલ થાશો નહીં;
જબરો વળગે રોગ, જીવ લેતાં છુટકો કરે.

\+ + +

ઘાયલને નહીં ભાન, ખાન પાન ભાવે નહીં;
નહીં શુદ્ધિ કે સાન, મુઆ છીએ કે જીવતા.

\+ + +

ઘાયલને છે રંગ, ઘાયલ છે શાહ બાદશાહ !
જીત્યો જીવન જંગ, જો સામે ઘાયલ મળે.

પાર્વતી— ૧૧

વ્હેલા આવજો વાલીડા, વ્હેલા આવજોજી;
રૂડા કહાવજો સંદેશા રૂડા કહાવજોજી;
ઢાકાની ઝીણી મલમલ, દેશી રંગે રંગાવજોજી;

ચમકંતી તારા ટીપકી, ટંકાવજોજી.
ચુડી હાથીદંત તણી કોરાવજોજી,
કીનખાબ ચોળીએ ઘુઘરીઓ મૂકાવજોજી;
માગ્યું લાવીને રંગીલા રીઝાવજોજી.—વ્હેલા૦

સખીઓ— ૧૨

આંખલડીમાં મદન તણી આ ભરી ખુમારી ભારી છે,
ઘયલ કરનારી ભોગીને આ તો નયન કટારી છે;
રૂમઝુમ રૂમઝુમ ચાલ ચટકતી મન હરનારી તારી છે.
—આંખલડી૦

મોહક મૂર્તિ મદથી ઝરતી, મન વશ કરતી પ્યારી છે,
સુભદ્રા—જારેતું ઠગારી તું ધુતારી તું તારી ફોક
લવારી છે;
સખીયો—આ જુવાનીની બીમારી છે. —આંખલડી૦

સુભદ્રા— ૧૩

હલકી નાર જારે તું, સતાવે શું મુજને તું
ડુબાવ્યું તેં કુળનું નામ, જીવે શું મરી જાતું;
મદમાં અંધ બનીને તેં તો કાળો કેર ઘણો વર્તાવ્યો;
રાજ ભલા ઉંચા મનનાને, પરવશ કરી તેં બહુ નચાવ્યો
અબળાના વ્રત ભંગ કરાવ્યા,
જાત ભાઈના લોહી રેડાવ્યા;
કાળ મુખી છે તુજને થુ, લાખવાર છે થુથુથુ૦



# અંક ૨ જો.

સખીઓ— ૧૪

આવો આવો પ્રિય સખીઓ આવો,
સાથે સાથે સહુ સામગ્રી લાવો. —આવો૦
ફુલ ચુંટી સુત ગુંથી હાર ગજરાવેણી બનાવો,
નવનવા અલંકાર સજાવી નવી રાણીને રીઝાવો—આવો૦

કંચનીઓ— ૧૫

જળ ભરવા કેમ જાઉં, આ છેલ મને સતાવે;
એ પુઠે પુઠે આવે, વળી સાન કરી બોલાવે—આ છેલ૦
મારગડો રોકી ઉભોરે, છણુકો નવ ગણુકારે;
છેડ નઠારી કરે એ છકેલો, નિર્લજ નેણુ નચાવે—આછેલ૦
તરછોડી આગળ ચાલુ ત્યાં, વેધક વેણુ વગાડે;
રીસ કરૂં પણુ હસી જવાયે, મનહર મન લલચાવે—આછેલ૦

૧૬

પાર્વતી—ઘેલી કરી. મને તેં તો બાવલીઆ.
નાજુક નારીના ન્હાના નાવલીઆ—ઘેલી૦
બાવો ઉભો બારણે. છુટા મેલ્યા કેશ;
ભભુત અંગે ઓપતી, સુંદર શોભે વેશ.
મ્હારી આંખોના પ્યારા તારલીયા—ઘેલી૦
પાયલ—અમૃતથી પણુ મીષ્ટ છે, વ્હાલી તારાં વેણુ.
જોગીને ભોગી કરે, આ અણીયાળાં નેણુ.
પાર્વતી—વાયા વસંતના વ્હાલા વાવલીયા—ઘેલી૦

બાળાઓ— ૧૭

વ્હાલો શીયળ ધર્મ સાચવોરે વ્હેન,
એજ ધર્મ આપણા ઉદ્ધારનારોરે વ્હેન —વ્હાલો૦
મોંઘો માનવ દેહ આવીયોરે વ્હેન;
સત્ય નીતિ ધર્મથી અજવાળજોરે વ્હેન —વ્હાલો૦
સતીના મહીમા શ્રેષ્ટ છે, દેવ અસુર પણ ગાય;
સતી પતિ પદ સેવે સદા, કષ્ટ ન પામે કદાય.
પતિવ્રત હીરો જાળવે, ગૃહ લક્ષ્મી ગુણવાન
સંતતી સારી પામતી, પ્રભુને એ પ્રિય પ્રાણ
નારી તણા ધર્મ સહુ જાણજોરે વ્હેન,
પાળીને ઉભય કુળ તારજોરે વ્હેન;
એજ ધર્મ આપણા ઉદ્ધારનોરે વ્હેન —વ્હાલો૦

બાળાઓ— ૧૮

હિંદ ભૂમિ છે માત અમારી, પ્રભુ અમારો તાત,
માનવ જાત વસે આલમ તે, બધા અમારા ભ્રાત.
પ્રજા અને રાજા છે બન્ને, એક એકના દાસ,
ધર્મ ભૂલે રાજા રૈયત તો નક્કી થાય વિનાશ.
જાૂલ્મ તો ઝાઝા દિવસ, સાંખી પ્રભુ શકતો નથી,
અન્યાયથી જે રાજ્ય કરતો, રાય એ ટકતો નથી;
માની પ્રજાને તુચ્છ જે, નૃપ ગર્વથી કુલાય છે,

તે જાણતો નથી ઝાઝી કીડી, સાપ તાણી જાય છે.
આંખ ઉઘાડી જુઓ રાજવી! કોણ રંક ને રાય?
માટીની કાયા છે સહુની. માટીમાંજ સમાય.

બાળાઓ— ૧૯

તમારૂં તમને મુબારક, અમારૂં અમને સારૂં છે;
જેવું હોય તેવું પણ અમારૂં, તમથી પ્યારૂં છે—તમારૂં૦
મીઠા જળની માછલી, ખારા જળમાં જાય મરી;
સાગર જીવ જીવે સાગરે, ભલે નીર ખારૂં છે—તમારૂં૦
દીપક તેજ અધિક સૂરજથી, પતંગની નજરે;
સૂરજથી ન રીઝે એ, ભલે દીપમાં બળનારૂં છે—તમારૂં૦
દેશ અમારો ધર્મ અમારો, જે જે અમારૂં છે;
અમારૂં એટલું અમને વ્હાલું, બીજું અકારૂં છે—તમારૂં૦

સુરંગી— ૨૦

અમે તો પ્રેમનો પોષાક પહેર્યો રે પ્યારો,
સાંકળ સ્નેહની કંઠે ધારી પ્રીતિનાં પટકુળ.
નેહ તણી આ નથની પહેરી એ શણગાર અમુલ્ય,
કદીએ કરીએ નવ ન્યારો—અમે૦
પ્રેમ અમારો પરમેશ્વર ને પ્રેમ અમારો નાથ,
અંતર નહીં પીયુ પીઆ પ્રેમમાં, પ્રેમ નાવમાં સાથ:
તરીશું આ ભવજળ ખારો—અમે૦

સુરંગી— ૨૧

ધીમે ધીમે ચાલ ચાંદલીયા ધીમે ધીમે;
લંબાવજે આ માઝમ રાત, શીતળીઆ ધીમે ધીમે.
દિન ઘણેરે આવીયા, કંથ વિદેશી ઘેર,
અમૃત ઘડી વધારજે, જોજે કરતો ઝેર;
વધુ શું કહું મુખે વાત, વીરલીયા ધીમે ધીમે.

ચંદ્રબા— ૨૨

સુંદર સ્વામી સુખથી ઝુલાવું મમ પ્રાણ હીંડોળે
વિવિધ ફુલોની બીછાવી મેં શૈયા;
ચંદન અત્તર સુવાસે ચિત્ત ચંચળ ડોલે,
મનહર મુખ મધુર મલકાયે
લોચન મદભર જોઈ મન મારૂં આ મોહે —સુંદર૦

ચંદ્રબા— ૨૩

પ્યાલા પીયો પીયો પ્રેમના રંગીલા પ્યારા રે,
સ્વાદે મીઠા મીઠા એ સ્વાદે મીઠા મીઠા;
લાગશે નણંદ વીરા વ્હાલારે —પ્યાલા૦
દ્રાક્ષ મીઠીનો અર્ક ઉતાર્યો, પ્રીતિ રસે મેળવ્યો;
જુગતે જતને રંગ બેઠો મજાનો, રે રંગ બેઠો મજાનો.
પ્યારી તણા દિલનો ચાખો લહેરી લાલારે —પ્યાલા૦

સુભદ્રા—                ૨૪

છે નાર કુલટાનો ક્યાંહી ન છુટકારો,
આવી મતિ શું નીચ ધારો વિસારો (૨)
ક્યાંહી ન છુટકારો—છે નાર૦
ભૂલી જે ભરથારને, પર નરને ચાહયે;
સુખ સંતતી ધન ખોઇને, નરકે એ જાએ;
શાને બગાડો જન્મારો સુધારો સુધારો —ક્યાંહી
જે ઘરમાંહી હોય છે, પતિ પત્નીને પ્રેમ,
વધતી લક્ષ્મી પળપળે, થાય કુશળને ક્ષેમ;
આવ્યો માનવ દેહ સારો વિચારો....ક્યાંહી૦

## અંક ૩ જો.



ચંદ્રભા—                ૨૫

બળું હું પાપ અગારે નથી શાન્તિ નથી શાન્તિ,
દબાઉં દુઃખના ભારે નથી શાન્તિ નથી શાન્તિ.
તજીને પંથ કુલવાડી ગઇ બાવળ તણી ઝાડી,
ભોંકાયા કંટકો કારી નથી શાન્તિ નથી શાન્તિ;
ડગી ગઇરે પતિ વ્રતથી થઇ છું ભ્રષ્ટ હું મનથી.
હરાઇ હાય આ જીંદગી, નથી શાન્તિ નથી શાન્તિ

પાર્વતી—                ૨૬

મારા વ્હાલા પિતાએ, મન માન્યો સ્વામી શોધાવીઓ,
મારી વ્હાલી માતાએ, ગુણવંત કંથ વધાવીયો—મારા૦
મારો સસરો છે સારો કીમતી ઘરેણાં લાવીઓ;
મ્હાવો કંથ કોડીલો રૂપાળો, મારે મન ભાવીઓ —મારા૦

સુભદ્રા— ૨૭

વચન આપ પાળજો, નીતિને સંભાળજો —વચન૦
મંદિર આશ્રમ આવીયા પીધાં સાકર નીર,
શિકકો દઈ પુત્રી કહી, ભૂલ્યા શુ ભડવીર ?
લેખ આ નિહાળ જો—વચન૦
અશુભ પગલાંની ઠરી, ભરમાયા શિરતાજ;
તર્કટ જોષીએ કર્યું, પુછી જુઓ મહારાજ !
વ્હેમ સહુએ ટાળજો—વચન૦

સર્વે— ૨૮

આનંદ આનંદ આજ થયો અતિ મહેર કરી પ્રભુએ પ્રેમથી.
ટેક પળાવીને ધર્મ નિભાવ્યો છે ખેદ ટળ્યો મનથી—આનંદ૦
સંપ સજાવીને તાત ઉદ્ધારો માતૃભૂમિ ભારતી,
સંકટ હરીને ધનધાન સુખ આરોગ્ય વિજય રામ આપો રહેમથી-આ



# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો મુંબઇ ગુજરાતી નાટક મંડળીનો જ્યાં મુ
હોય ત્યાંથી રોકડી કીમતે મળશે. વી.પી થી મોકલવામાં આવશે ન

૧ સૌભાગ્ય-સુંદરી.
૨ વિક્રમ ચરિત્ર.
૩ કામલતા
૪ મધુ-બંસરી
૫ સુધા-ચંદ્ર
૬ સ્નેહ-સરિતા.
૭ મેઘ-માલિની
૮ આનંદ-લહરી
૯ પ્રતાપ-લક્ષ્મી
૧૦ કુલીન કાન્તા.
૧૧ હરિશ્ચંદ્ર
૧૨ કનક-તારા
૧૩ કુંદબાળા
૧૪ ચંદ્રા ૧૫ રાજ-બીજ.
૧૬ મેવાડનો પ્રતાપીચંદ્ર.
૧૭ દુઃખી બાળા બહેન.
૧૮ પ્રેમકળા
૧૯ માનસિંહ અભયસિંહ.
૨૦ મુળરાજ સોલંકી.
૨૧ સુંદર-વેણી
૨૨ રસીક-મણી
૨૩ બારિસ્ટર
૨૪ રામ ચરિત્ર
૨૫ જયરાજ
૨૬ પુષ્પસેન-પુષ્પાવતી
૨૭ નૃસિંહાવતાર
૨૮ તિલક કુમાર.
૨૯ કરણ ઘેલો.
૩૦ વીર મંડળ.
૩૧ મોહિની.
૩૨ જહાંગીર શાહ ગૌહર
૩૩ અજબ કુમારી.
૩૪ નળ-દમયંતી
૩૫ લલિતા દુઃખ દર્શક
૩૬ લક્ષાધિપતિના રમણ
૩૭ સંગતનો રંગ
૩૮ દાગે હસરત.
૩૯ નેક અંજામ.
૪ જુગલ જુગારી.
૪૧ નંદબત્રીસી
૪૨ નવલશા હીરજી.
૪૩ ચંદ્રભાગા.
૪૪ વસંત-પ્રભા
૪૫ સંગતના ફળ.
૪૬ વિશ્વલીલા.
૪૭ તિલસ્મે હૈરત.
૪૮ કૃષ્ણ ચરિત્ર.
૪૯ દેવકન્યા.
૫૦ નાગ-કુસુમ.
૫૧ ખાન્દાને ગુલ.
૫૨ રામ-રતન
૫૩ શકુંતલા
૫૪ ભદ્રભામિની
૫૫ વિમળા
૫૬ હોંસીલી લીલા.
૫૭ શ્રી દેવા
૫૮ કનક-કિશોરી.
૫૯ ગુમાન-તારા.
૬૦ નાગમતિ
૬૧ જાદુઈ અંગુસ્તરી
૬૨ સોભાગ્યના સિંહ.
૬૩ સામ્બ લક્ષ્મણા
૬૪ ભારત સંતાન.
૬૫ વીર માનસિંહ
૬૬ નુરજહાન
૬૭ કુમળી કળી.
૬૮ જમાનાનો રંગ.
૬૯ રાઇનો પર્વત.
૭૦ કોલેજની કન્યા.
૭૧ કાશ્મીરનું પ્રભાત